# એક કંપનીનું ભોપાળું.

(એક અંગ્રેજી લેખનો અનુવાદ.)

તથા

## નવી જુની કંપનીઓ.

સમજ્યો નહિ જે શું સરવાયું,
અંધ બનીને ધન ગુમાવ્યું.

સોલ એજન્ટ્સ-મોતીલાલ શામળદાસ શર્મા.
જમના મેન્સન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ.

કિં. દોઢ આનો.

૧૯૨૦.

# પ્રવેશિકા.

એક હતો શેરદલાલ જાતે ગુજરાતી પણ સ્વભાવે મારવાડી. એકવાર તેનો બહાર ગામનો ઘરાક મુંબઈ આવ્યો ત્યારે તેના દલાલને બજારમાં જૂનો ડગલો પહેરીને જતાં જોયો ત્યારે તેણે મશ્કરી કરતાં તે ડગલાને બાજુની ગટરમાં નાંખી દીધો. આથી તે દલાલ છેડાઇ પડયો અને બન્ને વચ્ચે ચકમક ઝરી. છેવટે એ નિર્ણયપર આવ્યા કે ઘરાકે તે ડગલાની કિમ્મત ભરી આપવી. દલાલનો મિજાસ મોળો પડી ગયો અને નીચે પ્રમાણે આંકડો બનાવ્યો :—

| જ | ઉ |
|---|---|
| | ૬– ૮–૮ ડગલાનું કપડું ત્રણવાર. |
| | ૨– ૦–૦ શીલાઇ |
| | ૧– ૭–૩ પરચુરણ ખર્ચ. |
| | ૯–૧૫–૧૧ |

આપ્રમાણે આંકડો વાંચીને ઘરાકે મનમાં ધારી લીધું કે ડગલાની કિમ્મત ખરેખર રૂ. ૧૦ તો હશે ; પણ તેણે તે દલાલને "પરચુરણ ખર્ચ" ની વિગત પૂછી. ત્યારે હવે આનંદમાં આવેલા તે દલાલે નીચે પ્રમાણે વિગતસર આંકડો બનાવ્યો.

| જ | ઉ |
|---|---|
| | ૬– ૮–૮ ડગલાનું કપડું ત્રણવાર, |
| | ૨– ૦–૦ શીલાઇ |
| | ૦–૧૦–૩ ત્રણ વખત થીગડાં દેવરામણુ |
| | ૦–૧૩–૦ તેર વખત ડગલો ધોવરામણુ |
| | ૯–૧૫–૧૧ |

હવે ઉપલો વિગતસર આંકડો વાંચીને ઘરાક "ચાટ" પડી ગયો. ઘરાકની ખાત્રી થઇ કે તે ડગલાની અસલ કિમ્મત રૂ. ૧૦ નહિ પણ રૂ. ૮॥ હતી જ્યારે હાલની કિમ્મત રૂ. ૧ પણ નહિ કહી શકાય, કારણ કે તેમાં ત્રણ તો થીગડાં હતાં અને તેની તેર વખત તો ધોણ થઇ ગઇ હતી. આ દાખલા ઉપરથી નાનું બાળક પણ સમજી શકે કે ઉપરોકત પહેલો આંકડો ગેરસમજુતી ઉત્પન્ન કરે તેવો છે. ઘણી કંપનીઓનાં સરવાયાં આવી રીતે ભાગીદારોને ભૂલાવામાં ગબડાવી દેય છે તેનો એક બનેલો દાખલો આપણે નીચે પ્રમાણે લઇએ.

## "લાયટર્નીંગ રેસર કંપની લીમીટેડ"

આ કંપની વિલાયતમાં ઘણું ખરૂં ૧૮૯૩ માં રજીસ્ટર થયેલી હતી એમ આપણે ધારી લઇએ. આ કંપનીનો ધંધો સાયકલ અને મોટરો બનાવવાનો હતો. સાયકલના ધંધામાં પુશ્કળ કમાણી હતી પણ તેમાંનો ઘણો ભાગ મોટરના ધંધાની નુકશાનીમાં ચાલ્યો જતો છતાં વધેલી કમાણીમાંથી વહેંચણી આપવામાં આવતી. ૧૮૯૪ થી ૧૯૦૭ સુધી અનુક્રમે ૫,૫,૭,૭,૭,૭,૧૦,૧૦,૧૦,૧૦,૧૦, ૧૦,૧૦,૧૦, ટકા વહેંચણીઓ આપવામાં આવી હતી. ૧૯૦૩ ની સાલ સુધી કંપની નફામાં હતી પણ તે વખતથી સાયકલનો ધંધો પણ ભાંગી પડયો હતો. છતાં પણ પછીના પાંચ વર્ષ સુધી ૧૦ ટકા લેખે ચાલુ વહેંચણી (થાપણમાંથી) આપવામાં આવી. આનું શું કારણ તે એજન્ટો જાણે ડાયરેક્ટરોએ ૧૯૦૩ ના રીપોર્ટમાં જણાવ્યું કે આપણો મોટરનો ધંધો હવે બરાબર જામી ગયો છે. ૧૯૦૪ માં, ૧૯૦૫, ૧૯૦૬, ૧૯૦૭, માં દર વર્ષે દશ દશ ટકા વહેંચણી મળતી ગઇ તેથી કોઇ ભાગીદારે સરવાયું વાંચવાની પણ તસ્દી લીધી નહિ અને મનમાં ભાગીદારો સમજવા લાગ્યા કે આપણી આવક ચાલુ એક સરખી આવ્યા કરે છે, તેમજ અનામત ભંડોળ દર વર્ષે વધતું જાય છે તેથી આપણને નીરાંત છે.

હવે ૧૯૦૮ ની સાલનું સરવાયુ બ્હાર પડયું અને કંપનીએ રૂ. ૪૦૦૦૦૦ નો નફો કીધો હતો તેમાંથી પ્રેફરન્સ શેરોને ૪ાા ટકા, ડીબેન્ચરોને ૪ ટકા આપવી, ઓરડીનરી શેરોને ૧૦ ટકા વહેંચણી આપવી અને બાકીના રૂ. ૮૦૦૦૦ માં રૂ. ૫૦૦૦૦ અનામત ફંડ ખાતે લઇ જવા એવું નક્કી કર્યું. ડાયરેક્ટરોએ બ્હાર પાડેલું સરવાયું નીચે મુજબ હતું (આ ઠેકાણે એક પૌંડના રૂ. દશ તરીકે સગવડ ખાતર આપણે ગણ્યા છે)

| દેવું. | | લહેણું. | |
|---|---|---|---|
| ઓરડીનરી શેરોની થા. | રૂ.૨૧,૦૦,૦૦૦ | ફ્રીહોલ્ડ, લીસહોલ્ડ જમીન, | |
| ૪ાા ટકાના પ્રેફ. શેરો | રૂ.૧૨,૦૦,૦૦૦ | મીલ્કત, પેટન્ટ, ગુડવીલ, ઇ. | |
| ૪ ટકાના ડીબેન્ચરો. | રૂ.૧૪,૦૦,૦૦૦ | ઘસારો લખી વાળતાં. | રૂ.૩૨,૫૦,૦૦૦ |
| પરચુરણ દેવું. | રૂ.૧૩,૦૦,૦૦૦ | યંત્રસામગ્રી, ઘસારો | |
| અનામત ફંડ. | રૂ.૧૧,૦૦,૦૦૦ | લખી વાળતાં. | રૂ. ૬,૬૦,૦૦૦ |
| નફો. | રૂ. ૪,૦૦,૦૦૦ | વેપારી માલ ખાતું. | રૂ.૨૩,૪૦,૦૦૦ |
| | | પરચુરણ લેહેણું. | રૂ. ૪,૦૦,૦૦૦ |
| | | શરૂઆતના ખર્ચો. | રૂ. ૧,૫૦,૦૦૦ |
| | | અવેજ ને રોકડ. | રૂ. ૭,૦૦,૦૦૦ |
| જુમલે. | રૂ. ૭૫,૦૦,૦૦૦ | | રૂ. ૭૫,૦૦,૦૦૦ |

હવે ઉપલું સરવાયું વાંચીને ભાગીદારોને કેમ આનંદ ન થાય? ઓરડીનરી શેરોની રૂ. ૨૧ લાખની થાપણ ઉપર અનામત ફંડ, રૂ ૧૧ લાખનું હોય, તો દેખીતી રીતે શેરની કિમ્મત દોઢી થઈ, એટલે કે કંપની ફડચામાં જાય તો ઓરડીનરી શેરની મૂળ કિમ્મત કરતાં દોઢાં નાણાં મળે. તે ઉપરાન્ત નફો રૂ. ૪ લાખનો થયો છે તે જુદો. ૧૯૦૮ ની સાલનું ઉપલું સુંદર સરવાયું પસાર કરવાને ૧૯૦૯ ના એપ્રીલ માસમાં ભાગીદારોની સભા ભરાઇ. તે વખતે દર વર્ષની જેમ માત્ર બે ચાર

ભાગીદારો સભામાં સભા કહેવરાવવાની ખાતર પધાર્યા હતા. બીજા સઘળા ભાગીદારોને ત્યાં જવાની કાંઇ જરૂર જણાઈ ન હતી કારણ કે આગળથી સરવાયા ( રીપોર્ટ ) સૌને ઘેર બેઠાં મળી ગયા હતા અને સૌને ખબર પડી ગઇ હતી કે વહેંચણી ૧૦ ટકાની મળવાની છે તેમજ કંપનીને આગળ માફક નફો સારો થયો છે. સભામાં ( ચેરમેને ) પ્રમુખે ફડે કલેજે નીચે પ્રમાણે જણાવ્યું:—

“ભાગીદાર ભાઇઓ, તમારી માનવંતી કંપનીને નફો તો સારો થયો છે, એ તો તમે તમારી આંખે સરવાયા ઉપરથી જોઇ શક્યા હશો, પણ જણાવવાને દિલગીર છું કે સંજોગોને લઇને બોર્ડને હાલ એવી જરૂર જણાય છે કે વહેંચણી આપવાનો રીપોર્ટમાં લખેલો ઠરાવ પાછો ખેંચી લેવો. આશા છે કે ભાગીદારો અનુમોદન આપશે અને ડાયરેકટરોમાં પૂર્ણ વિશ્વાસ રાખશે.”

ભાગીદારો આ વખતે વહેંચણી નહિ મળે તેવા સમાચારથી ઢીલા તો પડી ગયા, પણ અલબત ગભરાટમાં તો ન પડયા, પરન્તુ કેટલાક ભાગીદારોએ ટીકા કરવા માંડી અને છેવટે તેમ કરવાનું કારણ પ્રમુખને પૂછવામાં આવ્યું. પ્રમુખે જણાવ્યું કે વહેંચણી આપવાને માટે પૈસા ફાજલ નથી અને બેન્ક તે માટે નાણું ધીરતી નથી.

વહેંચણીના પૈસા કોણ કાઢે કંપની કે બેન્ક?

આ સવાલ સૌના મનમાં રમી રહ્યો. કંપની પાસે અવેજ તથા રોકડ મળીને રૂ. ૭ લાખ તો છે તેમજ રૂ. ૪ લાખનો નફો પણ થયો છે, તો વહેંચણીના આપવાના રૂ. રાા લાખ પણ કંપની પાસે શું નથી? નફાની ગોઠવણ નીચે પ્રમાણે કરવાની હતી.

| | | |
|---|---|---|
| ઓરડીનરી શેરોને ૧૦ ટકા લેખે ......... | રૂ. | ૨,૧૦,૦૦૦ |
| પ્રેફરન્સ „ ૪ાા „ „ ......... | રૂ. | ૫૪,૦૦૦ |
| ડીબેન્ચરોને ૪ „ „ ......... | રૂ. | ૫૬,૦૦૦ |
| અનામત ફંડ ખાતે ..................... | રૂ. | ૫૦,૦૦૦ |
| આવતા સરવાયામાં લઇ જવાના......... | રૂ. | ૩૦,૦૦૦ |
| | રૂ. | ૪,૦૦,૦૦૦ |

આસ્તે આસ્તે નવા નવા બુદ્રાઓ સૌને ઉડવા લાગ્યા. ભાગીદારોમાં જરા જરા ગભરાટ થવા લાગ્યો. કંપનીની તપાસ બરાબર લેવાય તો ઠીક એમ સૌને લાગ્યું. જે ભાગીદારો બહુ ધમાલ કરે એવા હતા તેઓને તેમજ કેટલાક છાપાંવાળાઓને ડાયરેકટરોએ ખીસ્સે તર કર્યા. આથી વાત જરા લંબાઇ, પણ બીજા સર્વ ભાગીદારો અનેક સવાલોની ભુલભુલામણીમાં પડી ગયા કારણ કે સરવાયાની ભુલભુલામણી સમજતા ન હતા. હજુ સુધી ડાયરેકટરો તો ભાગીદારો સામે લડવાને એટલે તેમને સમજાવી દેવાને, મકકમ હતા, તોપણ તેઓને વખત જતાં બહાદુરીથી પાછા હઠતા જવું પડયું. ડાયરેકટરોને અનેક જાતના પ્રશ્નો પૂછવાનું શરૂ થઇ ચુકયું. છેવટે ભાગીદારોએ કંપનીના સરવાયાની ખાત્રી માટે નવા હિસાબ તપાસનારાઓને નીમ્યા. તેઓએ કંપનીનું નવું સરવાયું નીચે મુજબ બનાવ્યું:—

| દેવું. | | | લહેણું. | | |
|---|---|---|---|---|---|
| ઓરડીનરી થાપણ | રૂ. | ૨૧,૦૦,૦૦૦ | માલકત ફ્રીહોલ્ડ | રૂ. | ૭,૦૦,૦૦૦ |
| પ્રેફ | ,, ,, | ૧૨,૦૦,૦૦૦ | ઘસારો લખી વાળતાં | | |
| ડીબેન્ચર | ,, ,, | ૧૪,૦૦,૦૦૦ | લીસ્હોલ્ડ | રૂ. | ૧૭,૫૦,૦૦૦ |
| બેન્કને દેવું | ,, | ૭,૦૦,૦૦૦ | ગુડવીલ | ,, | ૧૪,૦૦,૦૦૦ |
| ધંધામાં દેવું | ,, | ૬,૦૦,૦૦૦ | યંત્ર સામગ્રી | ,, | ૬,૬૦,૦૦૦ |
| અનામત ફંડ | ,, | ૧૧,૦૦,૦૦૦ | શરૂઆતના ખર્ચ | ,, | ૧,૫૦,૦૦૦ |
| નફો | ,, | ૪,૦૦,૦૦૦ | પેટન્ટ | ,, | ૪,૦૦,૦૦૦ |
| | | | વેપારી માલખાતું | ,, | ૨૩,૪૦,૦૦૦ |
| | | | પરચુરણલેણું | ,, | ૪,૦૦,૦૦૦ |
| | | | અવેજ (ખરીદભાવ) | ,, | ૬,૫૦,૦૦૦ |
| | | | રોકડ | ,, | ૫૦,૦૦૦ |
| | | રૂ. ૭૫,૦૦,૦૦૦ | | | રૂ. ૭૫,૦૦,૦૦૦ |

આ પ્રમાણે નવું સરવાયું બન્યું અને ભાગીદારો તે હવે ઉકેલવા લાગ્યા પણ બરાબર સમજ ન પડી, કારણ કે આ નવા સરવાયામાં પણ અનામત ફંડ રૂ. ૧૧ લાખનું હતું તેમજ નફો રૂ. ૪ લાખનો હતો. આ સરવાયા ઉપરથી કંપનીની સ્થિતિ કંપનીના ચોપડા પ્રમાણે શું હતી તે જણાઇ આવે તેમ હતું પણ અંદરની ખરી સ્થિતિ શું હતી તે તો હજુ અંધારામાંજ હતું. હવે ઉપલા સરવાયાની આપણે તપાસ કરીએ કારણકે તેમાંથી પણ અનુભવીઓ ઘણું અટકળી શકે તેમ છે.

(૧) કંપનીને ધંધાર્થે દેવું રૂ. ૬ લાખ અને બેન્કને લીધેલી લોનના પાછા આપવાના રૂ. ૭ લાખ છે, એટલે એકંદરે દેવું રૂ. ૧૩ લાખ છે જ્યારે પરચુરણ લેહેણું માત્ર રૂ. ૪ લાખનું છે. ( પ્રથમ સરવાયા ઉપરથી આપણને એમ લાગતું હતું કે પરચુરણ દેવું જે રૂ. ૧૩ લાખનું હતું તે કદાચ કાચો માલ કંપનીએ ખરીદ કર્યો હશે તેને લગતું હશે. )

(૨) પ્રથમ સરવાયામાં મીલ્કત પેટન્ટ અને ગુડવીલના રૂ. ૩૨॥ લાખ માંડયા હતા, પણ જ્યારે તે ત્રણેના જથ્થાને બીજા સરવાયા પ્રમાણે જુદા પાડવામાં આવ્યા ત્યારે જણાયું કે તેમાં રૂ. ૧૪ લાખ તો ગુડવીલના હતા. ( ગુડવીલ એ એક જાતનું હવાઇ લેહેણું છે તે માટે જુઓ “ ધનરોકાણ ” પાનું ૩૯ મું ) પ્રવેશિકામાં આપેલા દાખલામાં ડગલા પાછળ “ પરચુરણ ખર્ચ ” શું થયો તેની વિગત જ્યારે પૂછવામાં આવી હતી ત્યારે માલુમ પડયું હતું કે તે ખર્ચ “ ત્રણ વખત થીગડાં દેવરામણ અને તેર વખત ડગલો ધોવરામણ ” નો હતો, તેથી કાંઇ ડગલાની કિંમત વધી ગઇ નહિ, તેવીજ રીતે ગુડવીલના

રૂ. ૧૪ લાખ કંપનીને ઉપજે એવી હવાઇ આશા ડાયરેકટરોએ બતાવી તેમાં માત્ર ભાગીદારોનીજ મૂર્ખાઇ જણાઇ આવે છે.

ઉપલી બે પ્રકારની ગણત્રીનો વિચાર ભાગીદારોએ બીલકુલ કર્યો નહિ અને તેઓ અનામત ફંડના રૂ. ૧૧ લાખ તેમજ નફાના રૂ. ૪ લાખ જોઇને ચિન્તા ઓછી કરવા લાગ્યા. તેમને એમજ લાગ્યું કે કંપની નાણાંની ભીડમાં છે ને વખત જતાં તે દૂર થઇ જશે. બનાવેલો માલ વેચાશે ત્યારે નાણાંની છૂટ થઇ જશે તેમ તેઓને લાગ્યું. ઓરડીનરી શેરોવાળા કહેવા લાગ્યા કે હવે અમને રાત્રે ઉંઘ આવશે ત્યારે પ્રેફરન્સ શેરોવાળા છાતી ઠોકીને કહેવા લાગ્યા કે અમને હવે રાત્રે તો શું પણ દિવસે પણ ઉંઘ આવશે. બન્નેને એકદમ નીરાંત હતી, પણ અફશોષ! બન્નેની મીલકત ઝાંઝવા જેવી હતી!

બીજું સરવાયું વાંચીને ભાગીદારો ઠંડા પડી ગયા પણ બેન્કને વધારે ગભરાટ થયો. બેન્કે ડાયરેકટરો પાસે લોન પાછી માગી ત્યારે તેઓ અશકત નીવડયા. બેન્કને પોતાનું રૂ. ૭ લાખનું નાણું સલામત કરી લેવું હતું અને ડાયરેકટરોને કંપનીની ખરી સ્થિતિ છુપી રાખવી હતી. બન્નેને ગરજ હતી. તેથી ભાગીદારોથી ખાનગી બન્નેએ મસલત કરી લીધી. ડાયરેકટરોએ નવા ડીબેન્ચરો કાઢયા અને તે પ્રથમ હક્ક (Prior Lien) ના રૂ. ૭ લાખના કાઢયા અને તે બેન્કને નામે ચડાવી આપ્યા, અને બેન્કની લોનનું ખાતું બંધ પાડયું, એટલે બેન્કને જે રૂ. ૭ લાખ લોનના પાછા મળવા જોઇએ તે નહિ મળતાં પ્રથમ હક્કના ડીબેન્ચરો રૂ. ૭ લાખના ખરીદવા પડયા, તેથી તેના રૂ. ૭ લાખ સલામત થઇ ચૂકયા. કંપનીના આગળના ડીબેન્ચરો આવી શરત વગરના—ટ્રસ્ટડીડ કર્યા વગરના હતા અને

તે બાબત ડીબેન્ચર ધરાવનારાઓને ખબર પણ ન હતી, જેથી તેઓ પણ ફસાયા. આફતની માતા અજ્ઞાનતા છે.

અંતે પાપનો ઘડો ફૂટયો. જવાળા મુખી ફાટયો. ડીબેન્ચરવાળાઓને તેમજ પ્રેફરન્સવાળાઓને વખત જતાં ગભરાટ વધતો ગયો. ઓરડીનરીવાળાઓએ નિશ્ચય કર્યો કે હવે કંપનીનો વહીવટ સદંતર ઉથલાવી જોવો. ટૂંકમાં છેવટે ઉંડી તપાસ કરાવી અને ફરીથી નવું સરવાયું નીચે પ્રમાણે મોટા અનુભવીઓએ બહાર પાડયું—

| દેવું. | | લેહેણું. | |
|---|---|---|---|
| ઓરડીનરી શેરો. | રૂ.૨૧,૦૦,૦૦૦ | ફ્રીહોલ્ડ મીલ્કત. | રૂ. ૫,૫૦,૦૦૦ |
| પ્રેફરન્સ ,, | રૂ.૧૨,૦૦,૦૦૦ | લીસહોલ્ડ ,, | રૂ. ૪,૦૦,૦૦૦ |
| ડીબેન્ચરો. | રૂ.૧૪,૦૦,૦૦૦ | યંત્ર સામગ્રી. | રૂ. ૪,૦૦,૦૦૦ |
| પ્રથમ હક્કના ડીબેન્ચરો | રૂ. ૭,૦૦,૦૦૦ | પેટન્ટ. | રૂ. ૫૦,૦૦૦ |
| પરચુરણ દેવું. | રૂ. ૬,૦૦,૦૦૦ | વેપારી માલ ખાતું | રૂ. ૧,૫૦,૦૦૦ |
| | | પરચુરણ લેહેણું. | રૂ. ૩,૨૦,૦૦૦ |
| | | અવેજ. | રૂ. ૮૦,૦૦૦ |
| | | રોકડ. | રૂ. ૫૦,૦૦૦ |
| | | નુકશાન. | રૂ.૪૦,૦૦,૦૦૦ |
| | રૂ. ૬૦,૦૦,૦૦૦ | | રૂ.૬૦,૦૦,૦૦૦ |

કંપનીનું ભોપાળું ફૂટયું. જેવું કંપનીનું ભરમ તૂટયું કે તરતજ ભાગીદારોનું કરમ ફૂટયું. આ છેલ્લું સરવાયું કંપનીની ખરી આર્થિક સ્થિતિ બતાવી આપે છે તેથી આ ત્રીજું સરવાયું આદર્શ (ideal) કહી શકાય. (જુઓ "ધનરોકાણ" પાનાં ૪૪–૪૫–૪૬.)

## સરખામણી.

| | ૧ લા સરવાયા પ્રમાણે. | ૩ જા સરવાયા પ્રમાણે | ૧ લામાં અતિ* લખેલું લેહેણું. |
|---|---|---|---|
| મીલ્કત, પેટન્ટ ગુડવીલ | રૂ. ૩૨॥ લાખ. | રૂ. ૧૦ લાખ. | ૨૨॥ |
| યંત્ર સામગ્રી. | રૂ. ૬॥ ,, | રૂ. ૪ ,, | ૨॥ |
| વપારી માલ ખાતું. | રૂ. ૨૩॥ ,, | રૂ. ૧॥ ,, | ૨૨ |
| નફો–નુકશાન. | +રૂ. ૪ ,, | –રૂ. ૪૦ ,, | ૪૫ |
| પરચુરણ લેહેણું (જેમાંથી કેટલુક આવે નહિ તેવું.) | રૂ. ૪ ,, | રૂ. ૩। ,, | રૂ. ૦॥। લાખ. |
| અવેજ (જેના ભાવ ઘટી ગયા હતા.) | રૂ. ૬॥ ,, | રૂ. ૮૦૦૦૦ | રૂ. ૫,૭૦,૦૦૦ |
| પેટન્ટ. | રૂ. ૪ ,, | રૂ. ૦॥ લાખ. | રૂ. ૩॥ લાખ. |
| ગુડવીલ. | રૂ. ૧૪ ,, | રૂ. શૂન્ય. | રૂ. ૧૪ લાખ. |
| શરૂઆતના ખર્ચ | રૂ. ૧॥ ,, | રૂ. શૂન્ય. | રૂ. ૧॥ લાખ. |

ઉપલું ત્રીજું સરવાયુ બ્હાર પડયું અને ભાગીદારો દંગ થઇ ગયા કે અનામત ફંડના રૂ. ૧૧ લાખ ક્યાં ગેપ થઇ ગયા? નફો કેવી રીતે સૂકાઇ ગયો? નફાના રૂ. ૪ લાખને બદલે નુકશાનીના રૂપીઆ ૪૦ લાખ કયાંથી આવી પડયા? આ ઉપરથી સાબીત થાય છે કે ભાગીદારોની કતલ માત્ર ડાયરેકટરોની કલમથી થઇ હતી. ડાયરેકટરોએ વાપરેલી સિફતથી ભાગીદારોને આફત આવી પડી.

### ખુલાસો.

પહેલાં બે સરવાયાં ડાયરેકટરોએ લખાવેલાં તેથી ખોટાં હતાં જ્યારે ત્રીજું સરવાયું સાચું હતું. ત્રીજા સરવાયાથી ખરી સ્થિતિ અજવાળે

* "અતિ લખેલું લેહેણું" એટલે "ત્રણ વખત થીગડાં દેવરામણ અને તેર વખત ધોવરામણ."

આવી. કંપની ફડચામાં જાય તો બીજા સરવાયાપ્રમાણે બધું મળીને માત્ર રૂ. ૨૦ લાખ ઉપજે તેમ હતું.

| | |
|---|---|
| એકંદર ઉપજ રૂ. | ૨૦,૦૦,૦૦૦ |
| તેમાંથી બેન્કનું દેવું (પ્રથમ હક્કના ડીબેન્ચરો) બાદ કરવાના રૂ. | ૭,૦૦,૦૦૦ |
| બાકી વધ્યા રૂ. | ૧૩,૦૦,૦૦૦ |

હવે રૂ. ૧૩ લાખ વધ્યા તેમાંથી ભાગીદારોને શું મળશે?

| | |
|---|---|
| પુરાંત રૂ. | ૧૩,૦૦,૦૦૦ |
| તેમાંથી ડીબેન્ચરવાળાઓને આપવાના રૂ. | ૧૪,૦૦,૦૦૦ |
| ટોટો રૂ. | ૧,૦૦,૦૦૦ |

આ હિસાબે ડીબેન્ચર ધરાવનારાઓને રૂ. ૧૪ લાખને બદલે માત્ર રૂ. ૧૩ લાખ મળ્યા, જ્યારે ઓરડીનરી તથા પ્રેફરન્સ શેરો ધરાવનારાઓને દમડી પણ મળી નહિ! બન્નેએ પોક મુકી.

મુંબઇમાં એવી ઘણી–કંપનીઓ હશે કે ભાગીદારો જો તેની ઉંડી તપાસ કરાવે તો માંહેથી પોલંપોલ મળી આવશે. અલબત સારા એજન્ટો ઘણા સાવચેત રહે છે અને સરવાયામાં બનતાં સૂધી ગંભીર ભૂલ ચૂક આવતા દેતા નથી. ઘણા ભાગીદારો કંપનીના રીઝરવ ફંડ મોટા જોઇ કંપનીની સ્થિતિ મોટી આંકે છે, પણ ઉપલા દાખલા ઉપરથી ભાગીદારોએ સાવચેત રહેવું જોઇએ.

અંદરથી નબળી સ્થિતિવાળી કંપનીઓના સરવાયામાં ઠેકઠેકાણે અતિલખેલું લેહેણું હોય છે જ્યારે અંદરથી ધાર્યા કરતાં વધારે મજબૂત સ્થિતિવાળી કંપનીઓના સરવાયામાં ઠેકઠેકાણે અણ લખેલું લેહેણું હોય છે.

સરવાયામાં સઘળી રકમો જેમ વધારે વિગતવાર લખાય તેમ તે વધારે પ્રમાણીક ગણાય.

## એક કંપનીનું બીજી જાતનું વિરૂદ્ધ પ્રકારનું ભોપાળું.

અણલખેલું લેહેણું ઘણીવાર સરવાયામાં પુશ્કળ હોય છે. અમારા સાંભળવા પ્રમાણે એક જણે પંદર વર્ષ પહેલાં એક મીલ કંપની ઉભી કરી હતી અને મીલને નફો થતો હતો છતાં તે એજન્ટ ભાગીદારોને બીલકુલ વેહેંચણી આપતો નહિ અને આપતો તો માત્ર એક બે ટકા જેટલી. ઘણાં વર્ષો સુધી કંટાળી કંટાળીને ભાગીદારો અડધી કીમ્મતે અગર તેથી પણ ઓછે ભાવે શેરો વેચી નાંખતા આવ્યા છતાં કોઇ લેનાર મળે નહિ છેવટે આડકતરી રીતે પાણીના મુલ્યે વેચાયલા સઘળા શેરો કંપનીના પ્રમાણીક એજન્ટે દશ વર્ષમાં ખરીદી લીધા. એજન્ટ નીતિની નહિ તો કાયદાની નજરથી તે પ્રમાણીક હતો કારણ કે કંપનીમાંથી કાંઇ ઉચાપત કરતો નહિ તોપણ કંપનીનો નફો દર વખત ઓછો બતાવતો ગયો અને જે થોડો ઘણો નફો બતાવતો તે ધંધાના વિસ્તારમાં તેમજ ઘસારો લખી વાળવામાં વિગેરે અટપટી બાબતોમાં કાયદેસર સંતાડી દેતો, જેથી ભાગીદારોએ હતાશ થઇને શેરો વેચી નાંખ્યા. એજન્ટે દશબાર વર્ષમાં તમામ શેરો રદ્દી માલ તરીકે ખરીદી લેઇ લીધા. તમામ શેરો એક હાથ કરી લીધા. આ ઉપરથી જણાય છે કે રોકડાના શેરોમાં પણ ખેલો થાય છે. વાયદાના શેરોમાં જો ખેલો થાય છે તો તેમાં ઘણું ખરૂં સટ્ટાકરો પાયમાલ થાય છે જ્યારે રોકડાના શેરોમાં માત્ર ધન રોકનારાઓ વગર વાંકે પાયમાલ થાય છે. ઉપલી કંપનીનો એજન્ટ ભાગીદારોને નીચોવીને હાલમાં કંપની પોતાની કરી બેઠો છે અને તે મીલની કિમ્મત અત્યારે ત્રણ ચાર ગણી તો ઉપજતી હશે. દુનિયામાં જેમ જેમ પ્રગતિ વધતી જાય છે તેમ તેમ કાયદેસર લુંટારાઓ પણ વધતા જાય છે તેનો આ એક દાખલો છે. આજ દાખલા ઉપરથી ખુલ્લું જણાયછે કે કંપનીને નફો થતો હોય છતાં

સંજોગો પ્રમાણે નફાના પ્રમાણમાં ભાગીદારોને વહેંચણી આપવામાં ન આવે અગર ઓછી અપાય તો તે ગેરવ્યાજબી છે.

## અનામત ફંડ.

આપણે "લાયટનીંગ રેસર લીમીટેડ" ના પ્રથમ સરવાયામાં ફંડનાં રૂ. ૧૧ લાખ માંડયા હતા તે ખરૂં જોતાં અનામત ફંડ નહિ પણ માત્ર આડંબર ફંડ હતું તે આપણે ત્રીજા સરવાયા ઉપરથી જોઇ શકયા. અનામત ફંડ કેવી રીતે ઉભું થવું જોઇએ? કંપનીનું અનામત ફંડ માત્ર નકકી નફામાંથીજ ઉભું થવું જોઇએ અને જ્યાં સુધી કંપનીનુ બ્હારનું દેવું તેમજ માલ બનાવતી વખતે થયેલો ખર્ચ કે નુકશાન કાચા નફામાંથી બાદ ન થાય ત્યાં સુધી નકકી નફો હોઇ શકતો નથી. લાયટનીંગ કંપનીના પહેલાજ સરવાયામાં દેખીતું છે કે પરચુરણ લેહેણું રૂ. ૪ લાખનું છે જ્યારે પરચુરણ દેવું રૂ. ૧૩ લાખનું છે એટલે કંપનીને બ્હારનું પરચુરણ એકંદર દેવું રૂ. ૯ લાખનું છે છતાં કંપનીને રૂ. ૪ લાખનો નફો થયો બતાવ્યો તેજ કહી આપે છે કે અંદર કંઈ પોલ છે. વળી અનામત ફંડ તથા નફાના મળીને રૂ. ૧૫ લાખ સરવાયામાં બતાવ્યા છે તેનો ઉપયોગ કંપનીએ કેવી રીતે કર્યો છે તે સામી ઉધાર બાજુ ઉપરથી માલુમ પડશે. રૂ. ૧૫ લાખમાંથી અવેજ અને રોકડ મળીને રૂ. ૭ લાખ થયા, બાકીના રૂ. ૮ લાખ વેપારી માલ ખાતામાં કારોબારી મુડી તરીકે કદાચ વપરાયા હશે એમ સારી કંપનીની બાબતમાં અનુમાન થઇ શકે પણ આ લાયટનીંગ કંપની પાસે શું રૂ. ૨૩॥ લાખનો કાચો કે બનેલો માલ હતો ખરો? પાકી તપાસ કરી ત્યારે માલુમ પડયું કે જે માલ હતો તેમાંનો મોટો ભાગ જુના નકામા થઇ પડેલા સંચાઓ વિગેરે સામાન ઘણો હતો જેની કિમ્મત હાલ બીલકુલ આવે તેમ ન હતી. એકંદરે

સઘળા સામાનની કિમ્મત માત્ર રૂ. ૧॥ લાખ ઉત્પન્ન થાય તેમ હતું પણ સરવાયામાં રૂ. ૨૩॥ લાખ માંડયા હતા. "કંપનીના ધોટાળાના બીજ આ (વેપારી માલ) ખાતામાં રોપાય છે. કંપનીનુ રહસ્ય આમાંજ રહેલું અને ગુહ્ય આમાંજ ઘુસેલું હોય છે." (જુઓ ધનરોકાણ પાનુ ૩૯) ભાગીદારોએ જો પહેલેથી તપાસ કરી હતે તો શું એટલી ખબર ન પડતે કે રૂ. ૧॥ લાખના માલની કિમ્મત સરવાયામાં રૂ. ૨૩॥ લાખની કેમ આંકી શકાય? વળી રૂ, ૬॥ લાખ અવેજમાં રોકેલા હતા તેની પણ ગણુત્રી કરી હતે તો શું માલુમ ન પડતે કે તે અવેજ (જામીનગીરીઓ-શેરો) ની હાલની અત્યંત ઘટી ગયેલી કિમ્મત પ્રમાણે રૂ. ૬॥ લાખમાંથી માત્ર રૂ. ૮૦ હજારજ મળે તેમ હતું. ભાગીદારોએ પ્રથમથીજ (૧) વેપારી માલ ખાતાની અને (૨) અવેજની બરાબર તપાસ કરી હતે તો, અનામત ફંડ રૂ. ૧૧ લાખનું ખોટું છે, થયેલો નફો ખોટો છે અને કમ્પનીને બ્હારનું પરચુરણ દેવું. રૂ. ૧૩ લાખનું ખરૂં છે તે જરા તરા પણ ખબર પડી શકતે.

## રોકનાર તથા સટ્ટાકર.

મી. હારટલી વીધરસ એક ઠેકાણે લખે છે કે "There are many gradations between speculative investors and investive speculators." પણ આ ક્રમ અનુક્રમ કેટલા હોઇ શકે છે તે મી. હારટલી વીધરસે કોઇ ઠેકાણે આપ્યા નથી. અમે "ધનરોકાણ" પુસ્તકમાં એવા સાત ક્રમ અનુક્રમ આપ્યા છે, અને તેમાંથી એક બીજા વચ્ચે મર્યાદા-લીટી એની મેળે જણાઇ આવે તેમ છે. હવે એવું પણ કોઇ ઠેકાણે લખાયેલું છે કે "It is difficult to draw a boundary line between various gradations of speculative investors and investive speculators."

| અનુક્રમ. | શ્રદ્ધા | વિચાર | નિત્યતા | વ્યાજખાઉં | ગજનસાથ | ધનરોકાણુ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ” | ” | ” | ” | ” | ” |
| ૨ | શંકા | ” | ” | ” | ” | ” |
| ૩ | ” | વર્તન | ” | ” | ” | ” |
| ૪ | ” | ” | અનિત્યતા | ” | ” | ” |
| ૫ | ” | ” | ” | વ્યાજ આપું | ” | ” |
| ૬ | ” | ” | ” | ” | ગજબાદ | ” |
| ૭ | ” | ” | ” | ” | ” | બીનરોકાણુ. |

## નવી કંપનીઓ.

હાલના વખતમાં નવી કંપનીઓમાં નાણું રોકીને ઘણા લોકો પાયમાલ થઇ ગયા છે તે સૌ કોઈ જાણે છે. આ બાબતમાં અમે આપેલી ચેતવણી ખરી પડી છે તે હાલના વખત ઉપરથી કાંઇક માલુમ પડે છે. (ચેતવણી લખાઇ તા. ૧૭–૨–૨૦ અને પુસ્તક બ્હાર પડયું ૫–૫–૨૦) “ ધનરોકાણુ ” પુસ્તકમાંથી એક અગત્યનો ફકરો અમે નીચે પ્રમાણે પ્રજાની જાણને માટે આપીએ છીએ.

“ ઘણા લોકો નવી કંપનીનાજ શેરો અગર જુની કંપનીના નવા શેરો કંપની પાસેથી ખરીદવાનું પસંદ કરે છે. આથી દલાલી તેમજ પ્રિમિયમનો બચાવ થાય છે. પણ આ કરકસર ઘણીવાર ભારે પડી જાય છે. ઘણીવાર એવું બને છે કે નવી કંપનીને પગ ભર થતાં, ને તેથી વહેંચણી આપવાની સ્થિતિમાં આવતાં બેચાર વર્ષ થઇ જાય છે, ને ત્યાં સુધી ભાગીદારોનું નાણું વગર વ્યાજે રોકાઇ રહે છે. દાખલા તરીકે તાતા હાયડ્રો (જેના શેર, નાણું રોકવાને માટે સદ્ધર છે, તે કંપની) સને ૧૯૧૦ માં ઉભી થઇ, ૧૯૧૫ માં કામ ચાલું થયું. ૧૯૧૮ ના વર્ષની તેના ઓરડીનરી શેરની વહેંચણી શુન્ય હતી. કંપની ઉભી થયાને દશ વર્ષ થયાં. હવે છેલ્લા ચાર વર્ષની વહેંચણીઓ અનુક્રમે

રૂા ૪૫, ૭૫, ૮૦ અને ૦ આપવામાં આવી છે. જેણે પ્રથમથીજ શેરો લઇ રાખ્યા હશે તેને દશ વર્ષનું સરેરાશ વ્યાજ માત્ર બે ટકા મળ્યું, તે ખરેખર પ્રથમથી રોકનારને નાસીપાસ કરે તો નવાઇ નહિ. કોઇ પણ કંમ્પનીએ મૂળ ભાગીદારને ધ્યાનમાં રાખી કંઇ નહિ તો ૬ ટકા જેટલી વહેંચણી ઓછામાં ઓછી દર વર્ષે આપવી વ્યાજબી છે. ઘણી કમ્પનીઓની બાબતમાં ઉપલા દાખલા પ્રમાણે બને છે." (પાનું ૫૭)

## નવી કંપનીઓના પ્રિમિયમ અને ડીસ્કાઉન્ટ.

| ભરાયેલા | ૧૭-૨-૨૦ | વધીવધીને | ૫-૫-૨૦ | ૫-૧૦-૨૦ |
|---|---|---|---|---|
| તાતા બેન્ક (રૂ. ૭॥) | ૫૬ | ૯૫ | ૫૯ | ૨૫ |
| મલબાર ટીમ્બર (રૂ. ૨૦) | +૭૦ | +૧૨૫ | ... | +૧૫ |
| તાતા ઓઇલ (રૂ. ૧૦૦) | ૪૫૫ | ૭૨૫ | ૫૧૦ | ૨૬૦ |
| પેટ્રોલ | ૨૫॥ | ૩૨॥ | ૨૩॥ | ૧૭॥ |
| તાતા ઇન્સ્યુરન્સ (રૂ. ૨૫) | +૩૮ | +૭૫ | +૩૦ | +૬ |
| જ્યુપીટર (રૂ. ૧૫) | +૧૧ | +૧૮ | +૪ | −૪ |
| સીંધીયા (રૂ. ૩૦) | ૫૫ | ૮૫ | ૪૮ | ૨૬ |
| યુનિયન બેન્ક (રૂ. ૭॥) | ... | +૭॥ | ... | −૨॥ |
| એન્ગ્લો ઇન્ડીઆ (રૂ. ૧૫) | ... | +૫॥ | ... | −૧૨॥ |

## જુની કંપનીઓ. (તા. ૨-૧૦-૨૦)

આ કંપનીઓની બાબતમાં લખવાનું જે તા. ૩-૩-૧૯ ના રોજથી બજારમાં તેજી ચાલુ થઇ તે વધીને વધીને મીલ શેરોના ટોચ ભાવ તા.-૫-૪-૨૦ ના રોજ સુધી આવી ગયા. ત્યારથી મંદીની વલણ ચાલુ થઇ છે તે હજી સુધી ચાલુ છે. ધન રોકનારાઓએ મીલશેરો હાલના

* + વધતા-એટલે પ્રિમિયમ. − ઓછા એટલે ડિસ્કાઉન્ટ.

ભાવે પણ વેચી નાંખવા ખોટા નથી એમ કહી શકાય, કારણ કે મીલો હજુ એકાદ બે વર્ષ સુધી મોટા વ્યાજો આપે કારણ કે નફા સારા થાય છે. પણ આગળ જતાં સંજોગો બદલાઇને અમે ધારીએ છીએ તેમ એક વર્ષ પછી મીલ શેરોના ભાવ તા.–૫–૪–૨૦ ના રોજ હતા તે કરતાં અડધા થઇ જાય તો શેર ધરાવનારાઓને ઘણું ભારે પડી જાય. જો અમારૂં ધારવું બરાબર હોય તો એકાદ બે વર્ષના મોટા વ્યાજો ખાવા તેના કરતાં આવતે વર્ષે એક કાગળના બે કાગળીયા ખરીદવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો તેમાં વધારે લાભ રહે. તેમજ વળી હાલના ભાવે શેરો ઉપર ૧૦–૧૫ ટકા વ્યાજ મળે છે પણ તે શેરો વેચી નાખ્યા પછી જે હાલના ભાવની રકમ ઉપજે તે રોકડ ઉપર ૯ ટકા હાલ ક્યાં નથી ઉપજતા. ભાવ અડધા થઇ જાય પણ રોકડમાં વધારો-ઘટાડો નહિ થાય. વાંચકે ખાસ યાદ રાખવું કે અમારો અનુભવ નહિ જેવો છે. પરન્તુ J. A. W. નામક અત્યંત અનુભવી મીલ એજન્ટનું પણ કહેવું એમ છે કે હાલના ઉંચા ભાવો એ શેરો રાખી મુકવા તે સલામત નથી. સટ્ટાનો સનાતન નિયમ એ લાગે છે કે એ ભવિષ્યમાં ઉદ્યોગ ઘણોજ સારો ચાલવાનો હોય હોય તો અત્યારથી તેજી ચાલુ થાય (જેમકે તા. ૩–૩–૧૯થી ચાલુ થઇ હતી) અને ભવિષ્યમાં, (અને નહિ કે હાલમાં) ઉદ્યોગ ઠંડો પડી જવો લાગતો હોય તો અત્યારથીજ મંદી ચાલુ થાય. વળી Prof. Huebner લખે છે કે "And the all important fact is that such changes of prices on the exchange always precede i.e. to-say discount the event and do not follow or occur concurrently. Without an exception every business depression in this country has been discounted in our security markets from six months or two years before the depression became a reality," અર્થાત છ માસ પછી અગર બે વર્ષ પછી ઉદ્યોગ તેજ રહેશે કે મંદ રહેશે તેની અસર કાગળીઆ ઉપર અત્યારથી થાય છે. ૧૯૧૯–૨૦ માં મીલનો ઉદ્યોગ ઘણોજ સારો ચા-

લવાનો હતો તેથી મીલશેરોમાં તેજી એક વર્ષ આગળથી આવી.. હવે ભવિષ્યમાં મીલોને હાલના જેવી મી. J. A. W. લખે છે તેમ, જો ગંજાવર કમાણી નહિ, થાય, તો મીલશેરોમાં અત્યારથી વધઘટ થતાં મંદી વધારે ચાલુ રહેશે.ચોમાસુ રદ ગયું છે. નાણા ભીડધતી જાય છે, કમાણી વધવાની નથી, પણ ઘટવાનો સંભવ છે અને આ ભાવે ડાહ્યા રોકનારા શેરો વેચી નાંખે એવો વખત છે તો શેરોના ભાવ ઘટી અત્યંત જાય. ટ્રામના ભાવ ૧૮-૧૨-૧૯ ના રોજ રૂ. ૮૪૫ હતો તેના વધીને રૂ. ૧૪૬૦ એમાસમાં (૧૬-૨-૨૦) થયા અને પાછા ઘટીને આજ રૂ. ૭૦૦ છે. આલકોકના ભાવ વધીને ૩-૨-૨૦ ના રોજ ૧૪૫૦ થયા તેનો આજ રૂ. ૮૦૦ નો ભાવ છે. ડીફ્રંડનો ભાવ વધીને તા. ૫-૧૧-૧૯ના રોજ રૂ. ૧૩૪૦ હતો અને ઘણું ખરૂં તેજ અરસામાં રૂ. ૧૪૪૦ સુધી થયો હતો તેનો ભાવ આજે (૨-૧૦-૨૦). રૂ. ૭૪૦ થઇ ગયો છે. આ ઉપરથી જણાશે કે શેરોના ભાવ અડધા પણ થઇ જાય છે ખરા અને તે વળી ટૂંક મુદતમાંજ. મંદી બજારે વાયદાના શેરો ખપે છે પણ રોકડાના શેરો ખપવા બહુ ભારે પડી જાય છે તે ધ્યાનમાં રાખવાનું છે.

### (૧) શેરોમાં નાણું ક્યારે રોકવું?

ભાવ જ્યારે અનહદ ઘટી ગયા હોય અને કોઇ લેતું ન હોય ત્યારે.

### (૨) શેરો વેચી નાંખી નાણું કયારે કરી લેવુ?

ભાવ જ્યારે ઘણાજ વધેલા હોય, માલની ખેંચ અત્યંત દેખાતી હોય ત્યારે.

ટ્રામ આલકોક અન તાતા ડીફ્રંડના દરેકના રૂ. ૧૪૦૦ થયા હતા ત્યારે લોકોને તેના દરેકના ભાવ રૂ. ૨૦૦૦ દેખાતા તેને બદલેઆજે દરેકના ભાવ રૂ. ૮૦૦) ની આસપાસ બોલાય છે. મીલ શેરોમાં પણ એક માસમાં નાગપુરના ૪૫૦૦ ના વધી ૬૫૦૦ થઇ પાછા ૪૫૦૦ થયા હતા, કોહીનુરના ૩૨૦૦ના વધી ૪૭૦૦ થઇ પાછા ૩૨૦૦ થયા હતા, સીમ્પલેક્ષના ૭૦૦ ના વધી ૧૪૦૦ થઇ પાછા ૭૦૦ થયા હતા તેમજ બીજા સઘળા શેરોના ભાવો (એપ્રીલ માસમાં) અત્યંત વધી પાછા અત્યંત ઘટી ગયા હતા. મુંબઇનો સટ્ટો દગાખોર છે.

## " ધનરોકાણ યાને શેરબજારનો સાથી" ના અભિપ્રાયો.

### By Sir Dinsha E. Wacha.

" I think the book is an excellent compendium for those who have savings to invest in the securities bought and sold in the Share Market. *Bonafide* investors who are neither gamblers nor speculators will find it very useful. I have not yet known of such a handbook in Gujarati which I believe will become very popular. The comparative tables of share quotations given at the end are an useful adjunct. You are to be congratulated on your effort and on the industry and intelligence with which the book has been prepared."

### By Prof. S. R. Davar.

" I make bold to say that it will be a very useful little guide not only to investors but also to commercial students."

# "ધનરોકાણુ યાને શેરબજારનો સાથી" ના અભિપ્રાયો

## લી. શેઠ નરોત્તમ મોરારજી

"આ પુસ્તકમાં શેર અને શેરબજારને ઉપયોગી ઘણી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. શેર અને સ્ટોક ........... અને બીજા એવા પારિભાષિક શબ્દો કે જે તેમાં પ્રવૃત્ત થયેલા વેપારીઓને ઉપયોગના છે તેમનો ખુલાસો પણ કરવામાં આવ્યો છે. ભાવમાં થતી વધઘટ તથા તેના કારણો જણાવવામાં આવ્યા છે કે જે ઘણાં ઉપયોગી થઇ પડશે. અંતમાં આપવામાં આવેલું પૂરવણી પત્રક (૨ જું) સૂક્ષ્મ દૃષ્ટિવાળા વેપારીઓને મદદ રૂપ થઇ પડે તેમ છે.

ટૂંકમાં શેરબજારમાં પ્રવૃત્ત થયેલા વેપારીઓને તેમજ શેરબજાર તેમજ વેપારી લાઇનમાં પ્રવૃત્ત થવા માગતા જનોને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે એમ મને લાગે છે, અને ગુર્જર સાહિત્યમાં વેપાર વિષયક શાખામાં એક સારો ઉમેરો થયો છે એમ કહેવામાં કંઇ ખોટું નથી."

"અમે આશા રાખીએ છીએ કે વાણિજ્ય, હુન્નર, ઉદ્યોગ, નાણાં બજાર આદિની નજરે આવાં પુસ્તકો વધારે લખાય"–**ગુજરાતી.**

"લેખકની શૈલીમાં છટા અને જુસ્સો છે"–**સાહિત્ય**

## "ધન રોકાણ યાને શેર બજારનો સાથી" ના અભિપ્રાયો.

### By The Hon. Mr. K. M. Jahveri.

" I may say that I find your book filling a great gap in the business literature of our language. There are many books in English bearing on the subject of Investment in stocks and shares. They tell the ignorant public in search of sound investments where to do and what to do. There was no such book in Gujarati and with the fever of Speculation at present turning the brains of the unwary and ignorant classes *such an eyeopener* as your book was required to show them as to how they stand and to which concerns they can safely trust. The inner working of the Stock exchange is intricate and unless one has not finished knowledge and experience of its machinary one cannot explain it to the public. This book has been written by such an individual and is bound to be useful and popular."

## "ધન રોકાણ યાને શેર બજારનો સાથી" ના અભિપ્રાયો.

**લી. શેઠ રતનચંદ તલકચંદ માસ્તર. જે. પી.**

શેરોનો ધંધો કરનાર દરેક માણસે તે ( પુસ્તક ) વાંચવું એ **એક મોજ** છે. ઉપરાંત તે તેના **હજારો રૂપીઆ બચાવનાર** એક **મોટું સાધન** છે. જે વખતે શેરોનો ધંધો દરેક દેશમાં ધનવાળાઓનું ધ્યાન ખેંચી રહ્યા છે તે વખતે આ પુસ્તક **આશીરવાદ રૂપે** છે, અને દરેકે તે **વાંચવુંજ** જોઇએ એવો મારો નમ્ર મત છે. પૂરવણી પત્રક બીજામાં જે બીનાઓ છે તે દરેક શેરદલાલે વાંચીને અભ્યાસ કરવા યોગ્ય છે"

"It is written in simple and plain language and contains instructive information relating to the Bombay Share Bazar and this enhances its value the more as such information is not easily available to Gujarati readers."— The Bombay Chronicle.

"આ પુસ્તક શેરબજારમાં નાણું રોકનારાઓ, સટોડીઆઓ તેમજ દલાલોને પણ ઉપયોગી થઇ પડે તેમ છે-**પ્રજામિત્ર**

## "ધન રોકાણ યાને શેર બજારનો સાથી" ના અભિપ્રાય.

**લી. શેઠ છોટાલાલ ક. પારેખ** (મોરબી બેન્કવાળા)

"તમારૂં પુસ્તક વાંચવાથી ઘણો આનંદ થયો છે....તમોએ જુદા જુદા વિષયોનું પૃથક્કરણ એવી સરસ રીતે કર્યું છે કે સુધરેલા લોકો સુધરેલી ઢબ ઉપર કંપનીઓ સ્થાપી જાહેર લોકોના શેરો ભરાવી લુંટ ચલાવે છે તે ચલાવતાં ભવિષ્યમાં અટકી પડે ..........નામીચા ડાયરેકટરો લોકોના હિસાબે લુટ ચલાવી ...ગજવાઓ પ્રિમિયમથી ભરે છે તેવી કંપનીઓમાં શેરો ભરતાં લોકો આ પુસ્તક વાંચવાથી અટકી જશે. શેરબજારના દલાલોમાં મોટો ભાગ કંપનીનાં સરવાયાં પણ જાણતા નહિ હોય. અમુક માણસોએ શેરો લેવા શરૂ કર્યા છે માટે લેવા અમુક માણસ વેચે છે માટે વેચવા એવા દલાલોની સલાહનું પરીણામ શું આવે? ......અમુક લીમીટે ભાવ જાય પછી શું કરવું તેનો વિચાર કરવાને જો આ પુસ્તક વાંચવામાં આવે અને તે પ્રમાણે વર્તન થાય તો આ **પુસ્તક વસ્તીના મોટા ભાગને પૈસા ગુમાવતા બચાવી શકે....** ......કંપનીના સરવાયાની બાબતમાં હજી તમારે વધારે અજવાળુ પાડવાની જરૂર છે......આ પુસ્તક વાંચવાથી દરેક પ્રકારનો આભાસ આપે છે....... વિગેરે વિગેરે એટલી બધી સારી હકીકતો આપી છે કે જનસમાજ જેઓને શેરોમાં પૈસા રોકવાના હોય તેને ખાસ ઉપયોગી છે."

" And in its two hundred pages is crowded an amount of information exceedingly valuable to investors and operators."— Mr. G. R. Abhyankar. B. A. L. M. & S.

## "ધન શેકાણુ યાને શેર બજારનો સાથી" ના અભિપ્રાયો.

"ઉપયોગી અને રસભર્યું"—ગુજરાતી.

"The writer then gives a number of rules t be followed advantageously whilst doing busines in futures......The book is bound to be usefu to those interested in the Share Bazar."

*The Advocate of India.*

શેરબજારમાં કામકાજ કરનારાઓ તેમજ શેરોમાં નાણા રોકનારાઓ માટે આ પુસ્તક ખરેજ એક ભોમ્યા મિસાલ છે........ વાંચનારી આલમ તરફથી આ પ્રચાર ખરેખર ઉત્તેજન મેળવવાને લાયક છે, અને શેરદલાલો તથા તેમની ઘરાક આલમે તો આવું પુસ્તક પોતાની લાયબ્રેરીમાં સંઘરી રાખવા જોગ છે........ પ્રજાના લાભ માટેનો તેનો પ્રગટકર્તાનો આ સાહસ આવકારદાયક છે અને તેને ટેકો આપવાની ગુજરાતી વાંચકોની ફરજ છે"—જામે જમશેદ

"શેરબજારમાં કામકાજ કરનારા આસામીઓ માટે ઘણો જાણવા જેવો ખોરાક પૂરો પાડે છે"—શેરબજાર ન્યુસ.

**લખો—સોલ એજન્ટસ વસનજી પરમાણંદની કું.**

બુકસેલરસ કાલ્બાદેવી રોડ, મુંબઇ.

---

આ પુસ્તક મી૦ હરજીવન કાલીદાસ મહેતાએ ભારત-સેવા પ્રીન્ટીંગ પ્રેસ, નં. ૪, ૬, મેરીન ક્રોસ લેન, બેન્ક સ્ટ્રીટ, કોટ, મુંબઈમાં છાપ્યું અને સી. રમણીકલાલ છોટાલાલે લાલજી બીલ્ડીંગ, ભીંડીબજાર મુંબઈમાં પ્રસિધ્ધ કર્યું છે.